॥ ઓમ્ તત્સત્ પરમાત્મને નમઃ ॥

# સત્તાનો મદ.

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર.



## શ્રી દેશી નાટક સમાજ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ.

માલેક--શ્રી દેશી નાટક સમાજ.

ઠે. ઘીકાંટા માસ્તર થીએટર--અમદાવાદ.


સંવત ૧૯૮૬ સને ૧૯૩૦

આવૃત્તિ ૭ મી ) ( પ્રત ૨૦૦૦


કિંમત ચાર આના.



॥ ઓમ્ તત્સત્ પરમાત્મને નમઃ ॥

# સત્તાનો મદ.

## નાટકનાં ગાયનો તથા ટુંક સાર.



સ્વર્ગસ્થ સાક્ષરરત્ન શ્રી ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી સંસ્થાપીત

**શ્રી દેશી નાટક સમાજ માટે.**

ડાયરેકટર—મુળચંદ [illegible]મ નાયક.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**હરગોવીંદદાસ જેઠાભાઇ શાહ.**

માલેકઃ—શ્રી દેશી નાટક સમાજ.

ઘીકાંટા માસ્તર થીએટર—અમદાવાદ.

સંવત ૧૯૮૬ ( આવૃત્તિ ૬ ઠી ) સને ૧૯૩૦.

**કીંમત ચાર આના.**

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ ૨૫૪૨૭
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# ‘બે બોલ’

**શ્રી દેશી નાટક સમાજમાં** જોડાયા પછી જેમ બને તેમ જલ્દીથી નવું નાટક બહાર પાડવાની જરૂર જણાઈ **ભાઇ વૈરાટી** પાસે નાટક તઇયાર હતું પણ તે મારી રૂચી અને પદ્ધતિને અનુકુળ થશે કે કેમ એ શંકાથી અનુકુળ થયો તેટલોજ ભાગ રહેવા દઇ બાકીનું બધુંજ **ભાઇ પ્રભુલાલ** પાસે લખાવીને માન્યવર પ્રેક્ષકો સમક્ષ રજુ કરૂં છુ અને આશા રાખું છું કે, ઘણાજ ટુંકા સમયમાં આ નાટક તઈયાર કરેલું હોવાથી જે કાંઇ ખામી અને દોષ દ્રષ્ટિગોચર થાય તેને માટે સુજ્ઞ પ્રેક્ષકો ઉદાર વૃત્તિથી મને ક્ષમા આપશે

પ્રસ્તુત નાટક એ મહાપ્રતાપી **મૌર્યવંશના છેલ્લા મહારાજા બ્રહદ્રથ**ના અધઃપતન અને **મૌર્યવંશના** અસ્ત ઉપરથી ઉપજાવી કાઢેલી અને ઐતિહાસીક પ્રસંગો આલેખતી નાટયકૃતિ છે.

આ નાટક ઘણાજ ટુંક સમયમાં તઈયાર થશે એવી મને આશા ન્હોતી પણ **પ્રભુલાલભાઈએ** સતત્ પરિશ્રમ કરીને માત્ર ગણ્યા ગાંઠયાં દિવસોમાં આખું નાટક તઈયાર કરી આપ્યું છે માટે તેમનો તથા નાટક તઈયાર કરવામાં **ભાઈ પ્રાણસુખ હરીચંદ નાયકે** જે મને મદદ આપી છે તે માટે તેમનો પણ આભારી છું ઉપરાંત નાટક શોભાવવામાં શેઠ **શ્રી હરગોવિંદદાસભાઇએ** જે ખર્ચ કર્યો છે, તે માટે તેમનો પણ આભારી છું. આશા છે કે મારા સુજ્ઞ પ્રેક્ષકો આ નવીન નાટય પ્રયોગને ન્યાય આપશે અને ભવિષ્યમાં વધારે સારા નાટકો જન સમાજને ચરણે અર્પણ કરવાની અભિલાષા પરિપૂર્ણ કરશે એવી જગન્નીયંતા પરમેશ્વરને પ્રાર્થના કરતો અત્રે વિરમું છું.

તા. ૧૬--૮--૧૯૩૦
ઘીકાંટા માસ્તર થીએટર અમદાવાદ.

સેવક,
**મુલચંદ વલ્લભ નાયક.**

શ્રી ૧.

# "સત્તાનો મદ."

## નાટકના પાત્રોનો પરિચય.

### પુરૂષ વર્ગ.

**ભગવાન પતંજલિ**—યોગ શાસ્ત્રના રચનાર મહર્ષિ.

**પુષ્યમિત્ર**—મગધ સામ્રાજ્યના મહા સેનાપતિ પછીથી 'શૃંગવંશ' સ્થાપન કરનાર મહારાજા.

**અગ્નીમિત્ર**—પુષ્યમિત્રનો કુમાર મહાકવિ કાલીદાસના "માલવિકાગ્નિમિત્ર" નાટકનો નાયક.

**શતધન્વા**—મગધદેશનો મહારાજા.

**બ્રહદ્રથ**—શતધન્વાનો પુત્ર મૌર્યવંશનો છેલ્લો રાજ્યકર્તા.

**મહામંત્રી**—મગધ સામ્રાજ્યનો મુખ્ય પ્રધાન

**વજ્રનાદ**—એક સેના નાયક

**સિન્ધુરાજ**—કોશલ દેશનો રાજા

**મીનેન્ડર (મલીન્દ)**—ભારત વર્ષના કેટલાક પ્રાંતોપર પોતાની સત્તા જમાવી બેઠેલો ગ્રીક સમ્રાટ.

રત્નરથ—મહામંત્રીનો જમાઇ.

અનંગદેવ—બ્રહ્મદત્તનો ખુશામતખોર સલાહકાર.

ઓંકાર—મહર્ષિના આશ્રમમાં યોગીઓની સેવા કરનારો બ્રાહ્મણ.

વૈકુંઠ—ઓંકારનો પુત્ર.

સુખાનંદ—આશ્રમ નિવાસી સાધુ અને ઓંકારનો મિત્ર.

ઉપરાંત, સૈનીકો, નાગરીકો, સાધુઓ, દરબારી વીગેરે.



## સ્ત્રી વર્ગ.

**સુનીતિ**—બ્રહદ્રથની રાણી.

**પ્રતિભા**—પુષ્યમિત્રની પત્ની.

**ઇરાવતી**—અગ્નિમિત્રની પ્રણયિની

**ઉર્મી**—મહામંત્રિની કન્યા

**ત્રીવેણી**—વૈકુંઠની સ્ત્રી.

**ગોમતિ** }
**સરયુ** } —ઓંકારની દાસીઓ

ઉપરાંત દાસીઓ, સખીઓ, નાગરીકાઓ, વારાંગનાઓ ઇત્યાદી

**સ્થળ**—પાટલી પુત્ર.



શ્રી ૧.

# સત્તાનો મદ.

## નાટકનો ટુંક સાર.

### મંગળાચરણ અને વસ્તુ સુચન.

**પ્રવેશ પહેલો**—મહા પ્રતાપી ચંદ્રગુપ્ત અને મહાન અશોકના નામથી પ્રખ્યાત થયેલો મૌર્યવંશનો વૃદ્ધ રાજા શતધન્વા, અત્યાચારી રાજકુમાર બ્રહદ્રથના ત્રાસથી કંટાળીને નિવૃત્તિ નિવાસ ભોગવવા ધારે છે પણ રાજ્યનો ભાર અને રાજકુમારની સંભાળ કોને સોંપવી તે સમજાતું નથી. મહા સેનાપતી પુષ્યમિત્ર તે ભાર ગ્રહણ કરે છે. એટલે વૃદ્ધ રાજા નિશ્ચિંત થઇને મહર્ષિ પતંજલિના યોગાશ્રમમાં જવા ધારે છે. પુષ્યમિત્ર અને રાજકર્માચારીઓના વિદાય થયા પછી વૃદ્ધ રાજા એકલો પડયો ત્યાં કોશલ નરેશ જે અનેકવાર તેનાથી હાર્યો છે અને પોતાના પરાજયનું વેર વાળવા માટે જે અગાઉથી ત્યાં છુપાઈ રહ્યો છે તે વૃદ્ધ રાજાની સ્હામે થાય છે અને એ નાની સરખી લડાઇમાં કોશલ નરેશને હાથે શતધન્વા મૃત્યુ પામે છે.

**પ્રવેશ બીજો**—વૈકુંઠ અને ત્રીવેણીની જુગલ જોડી પ્રેમની મસ્તીમાં ચકચુર છે. ત્યાં વૈકુંઠની મા ગોમતી, વૈકુંઠનો પીતા ઓંકાર ઘણા વર્ષથી ઘર છોડીને ચાલી ગયો છે તેને ખોળી લાવવાનું મ્હેણું મારે છે તેથી પતીપત્ની ઓંકારને ખોળવા જાય છે.

**પ્રવેશ ત્રીજો**—મનમાં ઉત્પન્ન થતી ગમે તેવી ધારણા પાર પાડતાં શીખેલા અવિચારી અને અત્યાચારી બ્રહદ્રથ તેને આજે એ તરંગ ઉત્પન્ન થયો કે માણસનું મૃત્યુ કેમ થતું હશે તે નજરે જોવા માટે પોતાના એક ગુલામને ઝેર પાઇને મારી નાંખ્યો અને મ્હોડાપર મૃત્યુંના ભાવ જોઇને રાજી થયો આ અત્યાચાર સહન ન થતાં મહારાણી સુનીતિ તેને અટકાવવા સ્હામે આવી તેનું પણ ન માન્યું અને છેવટે સમર્થ શુરવીર મહા સેન પતી પુષ્પમિત્ર આવી ચડયો બ્રહદ્રથના ગુસ્સાની એણે લેશ પણ પરવા ન કરી અને જોરાવરીથી બ્રહદ્રથને પોતાના હુકમને તાબે થવાની ફરજ પાડી.

**પ્રવેશ ચોથો**—મહામંત્રીની કન્યા ઉર્મિ અને મન્મથની પ્રેમ ચેષ્ટાઓ રાજમહેલના ઝરૂખામાંથી ઉર્મિના સૌંદર્યને નીરખી રહેલો બ્રહદ્રથ ત્યાં આવે છે. ત્યાં તો ઉર્મી અને મન્મથ ચાલી જાય છે. અવિચારી બ્રહદ્રથ આજે જરા વિચારમાં પડે છે. તેને સમજાતું નથી કે પુષ્પમિત્ર એક તરફથી તેને દબાવે છે, અનેબીજી તરફથી ઠાઠથી રાજ્યાભિષેક કરે છે તેનો અર્થ શું ? ત્યાં છુપી રીતે કોશલ નરેશ ત્યાં આવી ચડે છે અને પુષ્પમિત્રની વિરૂદ્ધમાં બ્રહદ્રથને ખુબ ભંભેરે છે, બ્રહદ્રથ તેના પિતાને હણનાર કોશલરાજનું બધુંજ કહેવું સાચું.

માને છે અને પુષ્યમીત્રની સ્હામે પ્રપંચની બાજી ખેલવા તઇયાર થાય છે, ત્યાં પુષ્યમિત્રનું આવવું મગધ જીતવા આવેલા ગ્રીક સમ્રાટ મીનેન્ડરનું લડાઈ માટે આમંત્રણ અને પુષ્યમિત્રેનું યુદ્ધ માટે પ્રયાણ પાછળથી નીરંકુશ બનેલા બ્રહદ્રથના અત્યાચારોની શરૂઆત .

**પ્રવેશ પાચમેઃ**—વિશ્વવિખ્યાત મહારથી કાલીદાસના માલવીકા અગ્નીમીત્ર નાટકનો નાયક અગ્નીમિત્ર તે પુષ્યમિત્રનો કુમાર, ભગવાન પતંજલીના આશ્રમમાં અભ્યાસ કરે છે, ત્યાંથી થોડા દિવસને માટે ઘેર આવ્યો છે તે આજે પાછો આશ્રમમાં જવા તઈયાર થયો છે. નાગરીકાઓ તેને માતુશ્રી તરફથી ઇરાવતી નામનું એક રમણીરત્ન ભેટ કરે છે ત્યાં અગ્નિને બોલાવવા માટે ઓંકાર નામના શિષ્યનું આગમન. અને પ્રેમની ખેંચાતાણી વચ્ચે અગ્ની અને ઓંકારનું જવું ત્યાર બાદ પુષ્યમીત્રના ઘરને વેરાન સીનાવવા અને પુષ્યમીત્રની સ્ત્રી માતભા તેમજ ઇરાવતીને દાસીઓ બનાવવા માટે જુલ્મી બ્રહદ્રથનું ત્યાં આગમન વીરાંગના પતિભાની રણગર્જના રણચંડીકાનો ક્રોધ અને બ્રહદ્રથની આંખોમાં ધુળ નાંખીને છુપે માર્ગેથી આબાદ છટકી જવું.

**પ્રવેશ છઠ્ઠો**—અગ્નીમીત્રથી વિખુટો પડેલો ઓંકાર, પાટલી પુત્રમાં ભુલો પડ્યો છે, વર ખોળવા નીકળેલી સરયુ નામની કુમારીકા કાકતાલીય ન્યાયે તેને મળી જાય છે. ત્યાં તેને ખોળવા નીકળેલો તેનો દીકરો વૈકુંઠ અને ત્રીવેણી બીજી તરફથી આશ્રમમાંથી ખોળવા આવેલો સુખાનંદ અને રાજકર્માચારી અનંગદેવ આમ ચોતરફથી

વીંટાયલો ઓંકાર પાછો સંસારી થઇને સરયુના સ્નેહને ભીખારી બને છે.

**પ્રવેશ સાતમો**—ભગવાન પતંજલીના આશ્રમમાં આશ્રય માગવા માટે પ્રતિભા અને ઇરાવતી આવે છે. પ્રતિભાની હાલત જોઇ અગ્નીમીત્ર ઉશ્કેરાય છે અને બ્રહદ્રથની સ્હામે થવા તૈયાર થાય છે મહર્ષિ તેને યુક્તીપુર્વક સમજાવીને કોશલ નરેશ સિન્ધુ સ્હામે લડવા તઇયાર કરે છે ત્યાં આશ્રમને નિર્મળ કરવા માટે કોશલ, નરેશ સિન્ધુનું આગમન, અગ્નીમીત્રને હાથે તેનું મ્રત્યુ ત્યારબાદ બીજી તરફથી બ્રહદ્રથનું આગમન અને યોગબળ આગળ રાજસત્તાનો પરાજય.

—— ટેબલો ——

**—— પ્રથમ અંક સમાપ્ત. ——**

# અંક બીજો.



**પ્રવેશ પ્હેલો**—ગ્રીક સરદાર મીનેન્ડરની છાવણીમાં બ્રહદ્રથ તરફથી સંધીપત્ર લઈને ખુશામતીયો અનંગદેવ આવ્યો છે. તે મીનેન્ડરને એવી સલાહ આપે છે કે જ્યાં સુધી મહાયોગી પતંજલી વિનાશ ન થાય ત્યાં સુધી પુષ્યમીત્ર જીતશે નહીં એવું સાંભળીને મીનેન્ડર મહારોગીને પકડી લાવવાંનો હુકમ કરે છે, ત્યાં અચાનક યોગીશ્રી પ્રગટ થાયછે અને લડાઇને અટકાવવા મીનેન્ડરને સમજાવે છે. મીનેન્ડર તેમને કેદ કરવા તૈયાર થાય છે, ત્યાં અચાનક પુષ્ય મીત્રનું આગમન પુષ્યમીત્ર અચાનક ધસી આવ્યો અને મીનેન્ડરનું સૈન્ય હજી દુર છે એટલે એ લડી શકે એવી સ્થીતીમાં નથી. અને મહર્ષીના સુચના મુજબ પુષ્યમીત્રને પાછા પાટલીપુત્ર જવું છે એટલે એ પણ લડાઇ લંબાવવા ઈચ્છે છે આવી સ્થીતીમાં છેલ્લા મહાયુધ્ધનો દીવસ નકકી કરીને બન્ને વિખુટા પડે છે.

**પ્રવેશ બીજો**—મહર્ષીના આશ્રમમાંથી નાસીપાસ થઇને આવ્યા પછી બ્રહદ્રથ મહર્ષીના એક હજાર અનુયાયીઓને પાટલીપુત્રમાં ભર બજારે હાથીના પગ તળે છુંદીને મારી નાંખ્વા, આ સમાચાર સાંભળવામાં આવતા રાણી સુનીતિ કલ્પાંત કરી રહી છે ત્યાં બ્રહદ્રથનું આગમન રાણીને મળવા આવેલી ઉર્મીને બ્રહદ્રથે જોઇ શીખામણ આપવાના ગુન્હા માટે રાણીને કેદ કરી અને રૂપલાલ સા તૃપ્ત

કરવા માટે ઉપરથી જુદો આડંબર કરી મહામંત્રીને બોલાવ્યો, અને પોતે તેને ત્યાં મ્હેમાન થશે એવો હુકમ આપ્યો. પોતાની બધીજ ધારણાઓ પાર પડતી જોઇને બ્રહદ્રથ આજે ફુલાઈ રહ્યો છે, ત્યાં ભગવાન પતંજલીનું આગમન એક હજાર મનુષ્યોનો સંહાર થયો, એવું સાંભળ્યા પછી જનસંહાર અટકાવવા માટ મહાયોગી પોતેજ પોતાની ઇચ્છાથી કેદ થઇને બ્રહદ્રથ આગળ આવ્યા છે. પણ જુલ્મી તેની શીખામણ માનવાને બદલે યોગબળની મશ્કરી કરે છે. ભગવાન પતંજલી તેને આશ્ચર્યચકીત કરતા બેડીયોના બંધનમાંથી મુક્ત થઈ શીખામણના બે શબ્દો કહીને અદ્રશ્ય થાય છે.

**પ્રવેશ ત્રીજો**—વાનપ્રસ્થથી મટીને સંસારી થયેલા ઓંકાર નાથનો ઘર સંસાર ઓંકારનો સહાધ્યાયી સુખનંદ તેને સંસારના બંધનમાથી છોડાવવા આવ્યા છે પણ ઓંકારની સસારવાસના દીવસે દીવસે વધતી જાય છે અને એવી ઉપાધીઓમાંજ મજા માની રહ્યો છે

**પ્રવેશ ચોથો**—મોહાંધ બ્રહદ્રથ આજે પોતાને ત્યાં મહેમાન થવાનો છે અને તે ઉર્મી અનુપમ સૌંદર્યનો કાળ છે એવું જાણી ગએલો મહામંત્રી બીજો કોઈ ઉપાય ન હોવાથી પોતાનો હાથેજ પોતાની કન્યાની ઝેર પાય છે વિકટ સંજોગોમાં સપડાએલો આ· શાભયો યુવાન મન્મથ પણ અત્મહત્યા કરીનો પ્રેમાળ પ્રિયતમાની સાથેજ સ્વર્ગ પંથે સંચરે છે, ત્યાં અત્યાચારની મુર્તી સમાન

બ્રહદ્રથનું આગમન અને પોતાની ધારણા નિષ્ફળ જવાથી મહામંત્રીપર ક્રોધ અને મંત્રીના સંહારનો હુકમ ત્યાં પુષ્યમીત્રનું આગમન અને બ્રહદ્રથ કેદ.

**પ્રવેશ પાંચમો**—ઘરમાં વસ્તીનો વધારો અને કમાણીમાં શુન્ય હોવાથી ઓંકારનાથ ભુંડેહાલ થઈ ગયો છે. છતાં સંસારની ઉપાધીમાંથી છુટવાની ઈચ્છા કરતો નથી

**પ્રવેશ છઠ્ઠો**--યુદ્ધમાં જતાં અગ્નીમિત્ર અને ઇરાવતીની પ્રેમચેષ્ટા ત્યારબાદ મહામંત્રી અને પ્રતિભાની સલાહથી બ્રહદ્રથનો સંહાર કરવા તઇયાર થયેલો પુષ્યમીત્ર ત્યાં કારાગારમાંથી મુક્ત થયેલી રાણી સુનીતિ અને મહર્ષી પતંજલીનું આગમન મહર્ષીની સલાહથી રાણી સુનીતિને ખાતર પુંષ્યમિત્ર બ્રહદ્રથને ક્ષમા આપે છે. અને રાજસત્તા મહામંત્રીને સોંપી પોતે લડાઈના મેદાનમાં જાય છે

**પ્રવેશ સાતમો**—લડાઈનું મેદાન નકકી કરેલો દિવસ આવી પહોંચ્યો છતાં પુષ્યમીત્ર દેખાતો નથી એથી ફુલાતો મીનેન્ડર ત્યાં અગ્નીમિત્રનું આગમન અને લડાઈની શરૂઆત ત્યાં પુષ્યમીત્રના સમાચાર ઘોર સંગ્રામ અને પુસ્યમીત્રને હાથે મીનેન્ડરનો સંપૂર્ણ પરાજય.

: : ટેબ્લો : :

# અંક બીજો સમાપ્ત.

# અંક ત્રીજો



**પ્રવેશ પહેલો**—રાજસત્તા મહામંત્રીને સોપી પુષ્યમિત્ર લડાઇમાં ગયો તેની ગેરહાજરીનો લાભ લઈ બ્રહદ્રથે માથું ઉપાડયું પોતાના મળતીયાઓનું એક સૈન્ય જમાવી મહામંત્રીને કેદ કર્યો અને રાજસત્તા પોતાના હાથનાં લીધી એટલે પાછો સ્વેચ્છાચારનો રસ્તે વળ્યો તેના મનમાં આજે એ તરંગ ઉત્પન્ન થયો કે માતાના ઉદરમાં ગર્ભની હાલત કેવી હોય છે તે નજરે જોવી એટલા માટે એક સગર્ભા સ્ત્રીની પકડી મંગાવી પણ તે સ્ત્રી સદભાગ્યે તેના સૈનીકો આગળથી છટકી મહારાણીને શરણે આવી એ ખબર મળતાં બ્રહદ્રથનું સુનીતિ આગળ આવવું બન્નેની છેલ્લી તકરાર જુલ્મીનો ક્રોધ અને સતીની સહનશીલતા અને છેવટે મદમાં અંધ બનેલા બ્રહદ્રથનો હાથે રાણીનું ખુન ત્યાં વિજય કરી પાછા ફરેલા પુષ્યમીત્રને જોતાંજ બ્રહદ્રથનું પલાયન.

**પ્રવેશ બીજો**—નવા રાજતંત્રની શરૂઆત અને બ્રહદ્રથના મળતીયાઓને માફી ત્યારબાદ અગ્નિ અને ઇરાની પ્રયણલીલા.

**પ્રવેશ ત્રીજો**—નાસીપાસ થયેલો ચારેતરફથી ઘેરાયલો, છતાં પુષ્યમીત્રના કટ્ટા શત્રુ "કાલીંગરાજ ખારવેલ" ને મળીને પોતાનો બચાવ કરવા ઇચ્છતો બ્રહદ્રથ. મનમાં અનેક મનસુબાઓ ઘડી રહ્યો

છે ત્યાં પોતે કરેલા ઘોર પાપકર્મોનો અભ્યાસ વિહ્વળતા અને ઉન્માદ ! ભગવાન પતંજલીનું આગમન અને આશ્વાસન અહં મમતાથી ઘેરાયલો જીવ અને માયાના બંધનોનો ચિતાર તથા બ્રહદ્રથને ખોળતો પુષ્યમિત્ર ત્યાં આવી ચઢે છે ભગવાન પતંજલીના ઉપદેશથી પશ્ચાતાપ કરતા બ્રહદ્રથને હજીપણ એ ઉદાર આત્મા ક્ષમા આપવા તૈયાર થાય છે. પણ આત્માભિમાની બ્રહદ્રથ તેની ઉદારતાનો અસ્વીકાર કરી સત્તાના મદમાં અંધ બનેલું હૃદય પોતાને હાથે કાઢીને પુષ્યમિત્રને સોંપે છે આ રીતે મૌર્ય વંશના છેલ્લાં મદાંધ રાજાનો અંત.

**પ્રવેશ ચોથો**—સંસાર સીંધુમાં ડુબતા ઓંકારને હવે કોઇ રીતે બચાવવો આવો નિશ્ચય કરીને આવેલો સુખાનંદ યુક્તી-પુર્વક ઓંકારને સંસાર છોડાવી વૈરાગ્ય ઉપજાવે છે.

**પ્રવેશ પાંચમો**—રાજસત્તાનો અસ્વીકાર કરતાં પુશ્યમિત્રને ભગવાન પતંજલીનો આદેશ એને શૃંગીવંશની સ્થાપના રાજ્યાભિષેક અને અગ્નીમિત્ર અને ઇરાવતીના હસ્તમેળાપના આનંદમય પ્રસંગ સાથે નાટ્ય પ્રયોગની સમાપ્તી

## ઇતિ શુભં.

આનંદ ! આનંદ ! ! આનંદ ! ! !

શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# "સત્તાનો મદ" નાટકનાં ગાયનો.



## અંક પહેલો.



### મંગળાચરણ.

શ્રી ગૌરીનંદન ગજઆનન
ગણનાયક વિભુ મંગલકારી
આદ્ય સ્મરણના છો અધિકારી
શંકર સુત સહુ સંકટ હારી
ચરણે પ્રણમું આનંદકારી.......શ્રી૦

નવનિધિ નિધાન પુરણકામ પુનિત નામ વરદા
રિદ્ધિ ને સિદ્ધિના સ્વામીને વંદન
વિઘ્ન વિદારણ આનંદ કારણ
એજ યાચું શુભકૃતિ શુભમતિ ઉર ભરજો
કૃપા નિધિ કૃપા હજો ન્યારી......શ્રી૦

બાળાઓ— ૨

સત્તાની અજબ ખુમારી, ભલભલાને ભુલવનારી
વિષમ અતિ છે " સત્તાનો મદ " જીરવવો બહુ ભારી–
ડહાપણને જ્ઞાન તજાવે
અભિમાને અંધ બનાવે
નિતિને ન્યાય થકી એ ન્યારી
જુલ્મોની જનની થઇ રહેનારી-અજબ ખુમારી
બીજાને તુચ્છ ગણાવે, પોતાને શ્રેષ્ટ મનાવે
અત્યાચારોનું મુળ થનારી
તો પણ ઈચ્છે છે સહુ નરનારી–અજબ ખુમારી૦

ત્રીવેણી— ૩

અંગ અંગે મધુરી છે પુલડાંની વાસ
મારો મધુકર લટટુ બનીને ગુંજે ચોપાસ
ઝુકી ઝુકીને લૂટે સુવાસ
પ્રીતમજી ઝુકીને લૂટે સુવાસ પ્રેમ પ્યાસ.
હ્રદય મધુર અધર મધુર જીવનની મીઠાસ
પ્રેમ પાશમાં બંધાઇ ઉલ્લાસે.................

## ત્રીવેણી અને વૈકુંઠ— ૪

રહીશું નહીં અમે શ્યામ—એકલડાં રહીશું
થઇએ હઠીલાં ન આમ—રસીકડી થઇએ
રાખી વિરહમાં બાળે વેશ જો
મુકી એકલડાં જાશો વિદેશ તો
અન્ન જળ કરશું હરામ...........એકલડાં૦
સાદે વેશે સાથે રહીશું જોખમ સાથે કાંઇ ન લેશું
જોખમ તું પોતે તમામ... .... ...એકલડાં૦

## વારાંગના— ૫

તસવ્વરસેં કહાંતક મયેં દીલે મુંસ્તરકો સમજાઉં
કીસી સુંરતસે અબ સુરત દીખાજાઓ તો અચ્છા હય
પ્યારી જોબનાપે મત ઇતરાયા કરો—
દીલ્લગીમેં મયને ઉન્કા એક બોસા લેલીયા
ઉસ સીતમગરને મુઝે આંખે દીખાકર યે કહા
મેરે મુંહસે ન મુંહકો લગાયા કરો—
જ્યાં જ્યાં અમારૂં રાજ્ય ત્યાં ત્યાં પ્રેમના સંગ્રામ હો
પ્રત્યેક ઘર શૃંગાર તેમજ રસીકતાનાં ધામ હો
પ્રત્યેક દંપતિ વિજય રસરાસજના ગાયા કરે
દિનરાત જ્યાં આનંદના આલાપ સંભળાયાં કરે.

લેલો બેસા અપના વાપસ કીસ લીયે તકરાર કી
કયા કોઈ જાગીર હમને છીનલી સરકારકી
ઈતની આંખે ન હમકો દીખાયા કરો—

## ઉર્મી અને મન્મથ— ૬

મીઠા બોલા મને ન બોલાવશો
વણુ બોલાવ્યા પાસે ન આવશો
વાંક કીધો શું એ સમજાવશો—
મને ચંપાકળી તમે કેમ કહી
ઉપમા કહો શી એમાં ઓછી રહી
એને ભોગી મધુકર સ્પર્શે નહી
પણ આપનો ભોગી સમીપ અહીં
કામણુગારા નયનો ન નચાવશો—

## બ્રહ્દ્રથ— ૭

મસ્ત જનો જોતા નથી લાભ અગર નુકશાન
અમે મસ્ત એવા સદા મસ્તીમાં મસ્તાન
જો કદી મસ્તી યુવાનીમાં નથી તો કંઇ નથી
જો અપાર તરંગ પાણીમાં નથી તો કંઇ નથી
નાવ ડુબે કે તરે પણ સાગરો ઉછળ્યા કરે.

એજ મસ્તી જીંદગાનીમાં નથી તો કંઇ નથી
દોલત બધી દુન્યા તણી હોયે જમાવી તે છતાં
સ્નેહની દોલત કમાણીમાં નથી તો કંઇ નથી—

**ઇરાવતી અને સખીઓ— ૮**

સજની સહર્ષ આવો રસરાજને વધાવો
સુકુમાર ક્રાન્તિવાળા મંદીર પુષ્પ માળા
કંઠે ધરી સોહાવો—
ઉરમાં ઉલ્લાસ ભરી સ્નેહમાં સુહાસ્ય ભરી
નયનના વિરામ શ્યામ નેહથી રીઝાવો—
જ્યાં નિરખી નયનો હસે એ છે સ્નેહ નિદાન
ત્યાં ઓછા ઉપહારને ઓછાં આદરમાન
પાંખડી પરાગ ભરી અંતર અનુરાગ ભરી
પ્રેમીના પીપાસુ આજ ભાવથી ભીજાવો—

**ઈરાવતી સખીઓ |**
**અગ્ની અને ઓંકાર | ૯**

ઉરહાર નહીં ઉપહાર કહો
ઉરહાર નહીં એ ભાર કહો
એ ભાર વિષે સંસાર કહો
સંસાર વિષે એ સાર કહો

એ ભાર છતાં ફુલથી હલકા લાગે મધુરા મધુરા
અધુરા એ ભેદ નહીં સમજે
નહીં સમજ્યા એ ઉપકાર કહો—

ફુલ પાંખડીએ અમને જીત્યાં શરમે ઢળતાં ઢળતાં
અરપીએ જીત અમે તમને
તો જીત છતાંએ હાર કહો
હાર્યાનો બેડા પાર કહો—

**સરયુ—ઓંકાર—સુખાનંદ—૧૦**

અમે જોગીના જોગ તેં તજાવ્યા આજે
ભોગ જોગે તેં ભોગમાં ડુબાવ્યા આજે
હવે સ્નેહની સમાધિ નિત્ય સાધજો
પ્રેમ દેવતાને પ્રીતમ આરાધજો
નેણુ હૈયે વાગ્યાં સ્વપ્ન જુનાં જાગ્યાં
રૂપ સુંદરના ધ્યાન તણી લાગી માયા
વીરહ ધુણીમાં ધખાવશું હવેથી કાયા

જીવડા જો જાગી જો જાગી
તારો અવસર જાય અભાગી–જીવડા૦

મહિલામાં મનથી માનીરે મોક્ષપુરી મે
પાછળથી તું પસ્તાશે .... .... ...
... ... ... તારા બાપનું શું જાશે.

આ પીડા પતાવો લઈએ લગનનો લ્હાવો
ધાણીનો બેલ ફરીને જ્યાંનો ત્યાં પાછો આવ્યો

## પતંજલી અને શિષ્યો— ૧૧

કરી સ્થીર વૃત્તિ મનોવેગ રોકી
મીંચી નેત્રને જો તને તું વિલોકી
નથી જે જગતમાં તને ત્યાંજ મળશે
પરમ જ્યોતિ જોતાં તિમિર ત્યાંજ ટળશે
નહીં જન્મ મૃત્યુ નહીં ક્લેશ વ્યાધી
નહીં લાભ હાની ન આધી ઉપાધી
નહીં નાશ ઉદ્દભવ અવિનાશ આત્મા
ચિદાનંદ રૂપમ્ શિવોહમ્ શિવોહમ્
કોઈ નો ભય ધરતો નહીં પોતાથી ભય પામ
પરમ તત્વ છે એજ કે તારામાં લય પામ
પંચતત્વ દશ ઇન્દ્રિયો બુદ્ધિ ચિત્ત વિચાર
કર એકાગ્ર સમગ્રને કર પરિગ્રહ વિચાર



# અંક બીજો.



પતંજલી— ૧૨

તું ચેત મુસાફર વહી જશે છે સમય ઘડી કે બેઘડી
એ..........મસ્તી મનમાં રહી જશે છે સમય ઘડી કે બેઘડી
છે આંખ છતાં કાં અંધ બને !
લઇ દીવો હાથ કાં કુવે પડે !
અભિમાન અશ્વપર ચડી ચડી ... ...છે સમય૦
કંઈ ચેત હજી અજ્ઞાની
થઈ જશે જીવન પાણી પાણી
પળમાં જો કાળ જશે જકડી ... .... છે સમય૦
પડતીના પડઘા પડી રહ્યા
દુઃખના ડંકા ગડગડી રહ્યા
જો વિપત વાદળી શીરે ચડી ... ....છે સમય૦

## સરયુ ઓંકાર અને સુખો—૧૩

હોય જો સંસારમાં કંઇએ મજા તો આજ છે.
સ્નેહ છે ભુંડી સજા
તો તે સજા પણ આજ છે—
દિનરાત જે વેઠી ઉપાધી આ મજાહને કારણે
ડુબ્યા કજાના ભારમાં
તો તે કજા પણ આજ છે—
અહીંથી નહીં ખસવું ગમે એ રહ્દયમાં વસવું ગમે
આખર ફ્તેહીની ધ્વજા
તો તે ધ્વજા પણ આજ છે—

## ઉર્મી અને સાહેલી— ૧૪

### ગરબો.

મહિમા જેના ગાતાં લખાયા ગ્રંથ
ધન્ય ધન્ય એ સતીઓના ચરીત્રનેરે
ઉજવળ જેથી અમરાપુરીના પંથ-ધન્ય.

ચંદ્ર સૂર્યનાં તેજથી જેનાં તેજ અપાર
એ સતીઓને કારણે ઝુલ્યા સરજનહાર
શાણી એવા ધર્મ રદય ધારીએરે
સુનીતી શીયળને સંભાળીયેરે
પતિવૃત ખાંડાની છે ધાર વિચારના વિસારીએરે

## વૈકુંઠ અને ત્રીવેણી— ૧૫

ભારી બેડાંને હું નાજુકડી નાર
કેમ કરી પાણીડાં ભરાયરે ભમરીયા કુવાને કાંઠડે
ગોરી નીચી ને ઉંચા કાંઠડારે રાજ
ચડતાં કમર લચકાયરે ભમરીયા કુવાને કાંઠડે
સરકે સાલુડા નીર સીંચતારે રાજ
કોઈની નજર લાગી જાયરે......ભમરીયા૦
પાણી પાણી થઈ જતીરે એવાં પાણી ભરવા કાજ
રસીલી ના જતી

સ્રીના સુખને કારણે પુરૂષ થાય કુરબાન
તો પાણી ભરવા મહીં શું ઝાઝું નુકશાન
લોકોમાં મશ્કરી થાયરે...ભમરીયા૦

અગ્નિમિત્ર—　　　　૧૬

છે તોફાની તે છતાં ગંભીર છે સાગર સદા
હોય કાંટા કમળમાં પણ એ મૃદુ મદભર સદા
પ્રેમમાં જેમ છે સુધા તેમ ઝેર પણ તેવાંજ છે
ઝેર અમૃત બે મળ્યાથી પ્રેમ છે રસભર સદા
લુખ્ખી પડે ખાલી મધુરતા કટુતા રૂચે નહીં
પણ કંઈ મધુરતા કંઇ કટુતા બે બને સુખકર સદા.

પતંજલી—　　　　૧૭

બાંધે મનસુબા દિન રાત
અભાગી વ્યર્થ કરે ઉત્પાત

સમજે નહીં કે હરી ઇચ્છા વીણ બને ન એકે વાત—
રમત કરી દોરો સંચાની સંચા માનવ જાત
કામ કરે છે મન માન્યાં પણ દોરી તેને હાથ—
ગાડા નીચે શ્વાન સંચરે સમજે મુજપર ભાર
એ અજ્ઞાન ટળે ત્યારે જ્યાં પડે પીઠપર લાત—



# અંક ત્રીજો.

---

અગ્નિ અને ઇરા— ૧૮

અભિમાન ધરી ફુલાતા જે કયાંય નહીં બંધાતા,
ભૂજ બંધનમાં બંધાતાં એ છે બેડી પ્રેમની—
બાંધી અમે બંધાતા સમજી અણુસમજુ થાતાં
બંધાય છતાં હરખાતાં એ છે બે ઘડી પ્રેમની—
મનમાં થઈ મદમાતાં મધુકર કાષ્ટ કોરીને ખાતા
તે કમળદળે લપટાતાં એ છે બેડી પ્રેમની—
પ્રેમ પાસ છે અટપટા જે જન છુટવા વ્હાય
જીવન ભર છટકે નહીં ઉલટા અધીક ફસાય—

બ્રહદ્રથ— ૧૯

હોય જ્યાં અભિમાન ત્યાં સાચું નહી સમજાય છે.
હોય ખુલ્લી આંખ પણ રસ્તો નહી દેખાય છે.
ગર્વ ગંજન હાર ઇશ્વર ગર્વને ગળી જાય જ્યાં
ત્યાં ઉઘડતી આંખ પણ ત્યાં સમય વીતી જાય છે.
વહી ગયો અવસર પછી આવી સમજ શા કામની
જ્યાં ડંખ પશ્ચાતાપના દીલ દેહ કોરી ખાય છે.

પતંજલી— ૨૦

હું કોણ અને આવ્યો ક્યાંથી એ ભેદ નહીં સમજે મનમાં
લપટાઈ અને મોહાંધ અતિ માયાના બંધનમાં—પડી માયાના૦
કર્મ પ્રમાણે જન્મજ ધરતો નહીં કરૂં પાપ એ કરાર કરતો
જીવ જન્મતા ભુલે સઘળું હું અહીંયા તું ત્યાં—પડી માયાના૦
યૌવનમાં એ ધન જોબનમાં મુગ્ધ બને તરૂણીના તનમાં
ઉંચું જોઇ ચાલે અભિમાની ઉછળે ક્યાંનો ક્યાં—પડી માયાના૦
બુઢ્ઢાપામાં કાયા કંપે તોય ઉપાધીથી નહીં જંપે
કાળ પાશમાં પડી આખરે આવે જ્યાંનો ત્યાં—પડી માયાના૦
લાખો જીવ હંમેશાં જાતા મૃત્યુ મુખમાં હોમાતા
તો પણ જોનારા પોતાને અમર ગણે મનમાં—પડી માયાના૦
એ ઘટમાળા આ દુનીયાની સમજે સહુ જ્ઞાની અજ્ઞાની
છતાં મોહમાં ભુલા પડે છે વિશ્વ વિષમ વનમાં—પડી માયાના૦
આત્મા છે અવિનાશ સદાયે નિર્વિકાર છે એ સમજાયે
મળે શાન્તિ ત્યાં કર્મ લય થતાં આત્મ ચિંતનમાં
સદા પરમાત્મ ચિન્તનમાં૦

ઓંકાર–સુમો–બૈકુંઠ | ૨૧
ત્રાવેણી–સરયુ |

આજ હવે ઉઘડી ગઇ આંખો સ્વાર્થ ભર્યો સંસાર
નથી કોઈ કોઈને આધારે સૌનો સરજનાર
......એ સમજીને૦

ભાઇ હવે ભજો ભગવાન હેત કરીને
નથી ખાવો જમનો માર પેટ ભરીને
આવ્યો ઘાણીનો બેલ ફરી ફરીને
ભાઇ અલખ નામ સંસાર–આ ભેખ૦

આ ભેખ ઉતારો પ્યારા
સસરાજી સોગન મારા
હું પાયે પડું પિતાજી
જા દૂર અહીંથી પાજી—આ ભેખ૦

શાન્તિ. શાન્તિ. શાન્તિ.



# જાહેર ખબર.

## નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ પવિત્ર લીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશ્રુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપલ ઈ
૮ ભોજ કુમાર
૯ સરદારબા
૧૦ ઉમાદેવડી
૧ વીણાવેલી
૧૨ વિજયા વિજય
૧૩ મદન મંજરી
૧૪ ઉદયભાણ
૧૫ મોહીની ચંદ્ર
૧૬ ગીતા સુંદરી
૧૭ સતી સીતા
૧૮ ભદ્રાયુ
૧૯ સતી દ્રૌપદી
૨૦ અસુરીમાયા
૨૧ શ્રી સન્યાસી
૨૨ જાલીમ દુલીયા
૨૩ સતી પદ્મણી
૨૪ અજીતસીંહ
૨૫ રૂકિમણી હરણ
૨૬ સતી દમયંતી
૨૭ કેસર કીશોર
૨૮ સુભદ્રા હરણ
૨૯ ઉર્વશી
૩૦ રાઠોડ કન્યા
૩૧ પવિત્ર લક્ષ્મી
૩૨ કુસુમલતા
૩૩ હંસા કુમારી
૩૪ ગુલબકાવલી
૩૫ અભયસીંહ
૩૬ કર્મફળ
૩૭ નરસીંહ મહેતા
૩૮ સગાળશા
૩૯ કૃષ્ણ સુદામા
૪૦ મહાકવિ કાળિદાસ
૪૧ રાજરત્ન
૪૨ પ્રહ્લાદ વિજય
૪૩ કૌરવ પાંડવ ભા ૧
૪૪ જાળંદર સતી વૃંદા
૪૫ કૌરવ પાંડવ ભા. ૨
૪૬ લલીતપ્રિયા
૪૭ સૌંદર્ય વિજય
૪૮ દેવી દેવહુતી
૪૯ મહારાજા અશોક
૫૦ સતિ સુલોચના
૫૧ સરસ્વતી ચંદ્ર
૫૨ બોલતો કાગળ
૫૩ સિદ્ધાર્થ બુદ્ધ
૫૪ દગાબાજ દુનિયા
૬૫ દેવી દમયંતી
૫૬ માયાવી વીર
૫૭ મયુરધ્વજ
૫૮ વિજયધ્વજ
૫૯ વલ્લભીપતિ
૬૦ વસંત–વીણા
૬૧ કામલતા
૬૨ સત્યવાદી હરિશ્ચંદ્ર
૬૩ દેશભક્તિ
૬૪ મીનળ મુંજાલ
૬૫ દીવાન
૬૬ રાજ સંસાર
૬૭ લક્ષ્મી
૬૮ વીર પુજન
૬૯ સમાજ સેવા
૭૦ વીર રમણી
૭૧ દેવી ઉથલ
૭૨ દેશ દીપક
૭૩ સત્તાનો મદ
૭૪ કીર્તિસ્થંભ
૭૫ અજય ધારા

શ્રી દેશી ના. સમાજ—**હરગોવીંદદાસ જેઠાભાઇ શાહ**